## :: બાલ ગ્રન્થાવલિ ::

| | |
|---|---|
| સુંદર વાતો | ૦–૬–૦ |
| દેવકથાઓ | ૦–૬–૦ |
| ભેરૂ | ૦–૯–૦ |
| પડઘા | ૦–૫–૦ |
| શકુંતલા | ૦–૫–૦ |
| અલિબાબા | ૦–૫–૦ |
| રૂપકથા | ૦–૫–૦ |



## છપાતાં પુસ્તકો

- બાલ જગત
- રૂપકથા ભા. ૨
- બાળ રામાયણ
- આંબાવાડિયું
- કેસરીયાં
- રસકથા
- અર્જુન
- પાર્વતી
- કાદંબરી
- વગેરે

મુદ્રક: મૂળચંદભાઈ ત્રિકમલાલ
મુદ્રિત: સૂર્યપ્રકાશ પ્રેસ, અમદાવાદ.

બાલગ્રન્થાવલિ: વર્ષ ૨ :: પુ. ૧

# રૂપકથા

અનુવાદક

મહાશંકર ઇન્દ્રજી દવે



ગૂજરાત સાહિત્ય મંદિર

અમદાવાદ : પાંચ આના

૧૯૮૫

પ્રિય બાળકો:

રાતે સૂતી વેળા આમાંની એકેક વાત વાંચશો અગર સાંભળશો તો તમારી મહેનત ખચિત અફળ નહિ જાય.

ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૪૭૫૫

મહાશંકર ઇન્દ્રજી દવે

:: કથાઓ ::



૧

એક હતો રાજા, તેને હતી સાત રાણી. તેમાંની છ ભારે અદેખી ભારે ખળ, પરંતુ નાની રાણી શાંત, સુશીલ ને પરી જેવી રૂપાળી હતી, લોકો તેનાં બહુ વખાણ કરતા.

રાજાને મન સાતે રાણીઓ સરખી. પૈસા ટકાનો પાર નહિ. ગાડી ઘોડાનો પાર નહિ. લાવ લશ્કરનો પાર નહિ, કેવળ એક જ દુઃખ; કોઈ

રાણીને સંતાન નહિ. સંતાન માટે રાજા યાગયજ્ઞ કરે છે, ધર્મ-કર્મ કરે છે, પૂજા અર્ચા કરે છે, પણ બધું ફોકટ.

રાણીઓ પણ સંતાન માટે ઘેલી બનેલી જણાય છે.

માનતાઓ કરે છે, ટાણાં એકટાણાં કરે છે, અતિથિ, ફકીર, સાધુ સંન્યાસીને ખવરાવે છે, દવાદારૂ કરે છે, દોરાધાગા કરે છે, પરંતુ કંઇ વળતું નથી.

એક દિવસ એક સંન્યાસી ભિક્ષા માગવા આવ્યો.

સાતે રાણીઓ તેનો સત્કાર કરવા દોડી, સોનાનો થાળ ભરી ભિક્ષા લાવી, સંન્યાસીએ પૂછ્યું:

'બેટાઓ, તમારે કોને કોને કેટલાં છોકરાં છે ?'

'બાપજી, અમે તો બધી વાંઝણીઓ છીએ, દયા કરી કંઇક દવા આપો, અમને સંતાન થાય.'

સંન્યાસીએ કહ્યું:

'હું વાંઝણીના હાથની ભિક્ષા લેતો નથી. લો આ મૂળિયું, સાતે જણીઓ નહાજો, ભીને લુગડે રહેજો, આ દવા વાટજો, પછી પી જજો. બધાંને છોકરાં થશે. ત્યારે પછી હું આવી ભિક્ષા લઇ જઇશ.' એમ કહી તેણે મોટી રાણીના હાથમાં મૂળિયું મૂક્યું.

સાતે રાણીનો આનંદ માતો નથી.

તરતજ તેઓ નહાવા દોડી. ભીને લુગડે દવા વહેંચવા બેઠી મૂળિયું હતું નાનું. છ ટૂકડા કરતાં થઈ રહેવા આવ્યું. કેવળ રતિભાર બાકી રહ્યું. નાની રાણી એ રતિભાર મૂળિયું લઇ રડવા બેઠી.

છએ રાણીઓ વિચાર કરે છે, નાની રાણી રડે છે.

'અરે અભાગણી, મૂળિયું નાનું તેમાં અમે શું કરીએ. સાત ભાગ ન થયા એમાં અમારો શો દોષ ! રડીશ નહિ, અમારી બધાની ખરલ ધોઇને પીજે, નસીબ હશે તો તને ય ઓધાન રહેશે.

નાની રાણી મનમાં ભગવાનનું નામ લેવા લાગી, તેને સાક્ષી રાખી બોલી, 'બહેનો, હું બધાંથી નાની છું. તમારી દાસી છું. જે આપશો તે માથે ચઢાવીશ.'

એક પછી એક રાણીઓ ખરલમાં દવા વાટે છે. પાણીમાં લઈ પીએ છે. નાની રાણી ખરલ ધુએ છે અને એ ધોણ પી જાય છે. એમ છ વાર ખરલ ધોઈ પીધી. પછી પોતાની રતિભાર દવા વાટી પીધી. પછી વળી આઠમી વાર ખરલ ધોઈ ધોણ પી ગઇ.

છએ રાણીઓનો મિજાજ માતો નથી. ધારે છે કે અમને છોકરાં થશે.

અહંકારમાં આંખો ફાડી ફરે છે. જમીન પર પગ પડતો નથી. પૂજા અર્ચા બંધ કરી છે. વ્રત કરતી નથી, ફકીર ભિખારી સામું જોતી નથી.

નાની રાણી પૂજા અર્ચા કરે છે, વ્રત કરે છે, અતિથિ ફકીરની સેવા કરે છે અને એકચિત્તે ભગવાનને યાદ કરી કહે છે:

' ઓ હરિ, બધાં મારી હાંસી કરે છે. હું તમારી દાસી છું. મારો ભાગ સૌથી નાનો હતો. ઓ પ્રભુ, મારૂં માન રાખજો. મારી મહેનત સામું જોજો. નહિ તો કોઇ તમારા સામુંએ નહિ જુએ. '

આખરે સાચનો જય થયો.

વરસ પૂરૂં થયું. છએ રાણીને કંઇ આશા ન રહી. પરંતુ નાની રાણીને સંતાન થાય એવું લાગ્યું.

રાજાનો આનંદ માતો નથી. તે દોડતો દોડતો છએ રાણીને મહેલે ગયો.

' અરે, નાની રાણી બાળક છે. તમે બધી તેને મહેલે જઇ તેની સારવાર કરો અને બાળક જન્મે કે મને ખબર આપો. રાજસભામાં ઘંટ ટાંગ્યો છે. તેની દોરીનો છેડો નાની રાણીના મહેલમાં છે. એ છેડો તાણજો એટલે હું આવી પહોંચીશ.

૨

છએ રાણીની અદેખાઇનો પાર નથી. તે ગુસ્સાથી થરથરે છે. ' શું અમે દવા પીધી તેને કંઈ નહિ ને ધોણ પીધું તેને ઓધાન રહ્યું ? એ ટચુકડીને છોકરો થશે ? મરે રે મરે એ

બુઢિઓ સંન્યાસી ! આ વખતે આવે તો ખરો ! બારણેથી જ દાસીઓ ઝાડુ મારી હાંકી કાઢશે. '

' પણ હવે કરવું શું ? કંઈ ઉપાય તો કરવો જોઇએ. નહિ તો એ ટચુકડી માનીતી થશે અને આપણે તેની દાસીઓ બનવું પડશે. '

છએ રાણીઓ વિચાર કરે છે.

નાની રાણી તેની પાસે આવી. બોલી, ' ઓ બેનો મને એકલી મૂકી તમે અહીં કેમ આવી બેઠી છો ? હું તો કંઈ સમજતી નથી. હું શું કરૂં ? '

' કરે તે શું ? આંખ પર સાતપડો પાટો બાંધ. બાંધીને સૂઇ રહે. અમે છીએ ને તારે શી બીક છે. છોકરો આવશે કે તરત અમે તને ખબર આપીશું.

નાની રાણી તો બિચારી સાતપડો પાટો બાંધી સૂઈ ગઇ. છએ રાણીઓ તેને ઘેરી બેઠી.

વખત થયો, નાની રાણીને દીકરો આવ્યો, ચંપક વરણો રાજકુમાર. તેજતેજનો અંબાર. આખો ઓરડો તેજ તેજથી ભરાઇ ગયો.

છોકરો રડવા જાય છે. છએ રાણીઓ તેના મોંમાં લુગડાનો ડુચો ઘાલી દે છે. ગળું દાબી મારી નાખે છે. એક હાંડીમાં ઘાલે છે. હાંડીનું મોં લુગડાં વડે બાંધે છે. હાંડી નદીમાં તરતી મૂકે છે.

એક રાણી ઉંદરનું બચ્ચું પકડી લાવી. નાની રાણીના ખોળામાં મૂક્યું, ઘંટની દોરી તાણી.

નાની રાણી બેભાન થઇ પડી છે. તેને કંઈ ખબર નથી.

ઘંટ વાગ્યો, રાજા દોડ્યો, લોકો દોડ્યા, શંખ ઘંટ ઝાલર વાગ્યાં. બધા રાજકુંવરને જોવા આવ્યાં.

' શું આવ્યું, શું આવ્યું, જોઇએ, કુંવર કેવો છે ? '

' આ જુઓને મહારાજ! અભાગણીએ એક ઉંદરના બચ્ચાને જન્મ આપ્યો. '

રાણીઓ હસે છે. તિરસ્કારથી મોં મરડે છે. રાજા દીલગીર થઈ પાછો જાય છે.

છએ રાણીઓને આનંદ માતો નથી.

હાથ હલાવે છે. મોં મચકોડે છે. નથ ડોલાવે છે અને પચરક પચરક પાનની પીચકારીઓ મારે છે. બધી હસી હસીને ઉંધી પડી જાય છે.

થોડા સમયમાં વળી નાની રાણીને બીજો પુત્ર આવ્યો.

રાણીઓએ તેને પણ મારી નાખ્યો. હાંડીમાં પૂર્યો, નદીમાં તરતો મૂક્યો અને એક બિલાડીનું બચ્ચું લાવી નાની રાણીના ખોળામાં મૂક્યું.

ઘંટની દોરી તાણી રાજાને બોલાવ્યો.

રાજા દોડતો દોડતો આવી પહોંચ્યો. 'આ વખતે શું આવ્યું જોઉં ?'

'આ વખતે વળી બિલાડીનું બચ્ચું ! જુઓ.'

'અરે રે, કેવી શરમની વાત !'

રાજા પાછો ગયો.

છએ રાણીઓ વળી આનંદ કરવા લાગી. હસતી હસતી ઊંધી પડી જવા લાગી.

આ રીતે નાની રાણીને સાત દીકરા આવ્યા.

સાતેને શોક્યોએ મારી નાખ્યા, હાંડીમાં નાખ્યા. નદીના વહેણમાં તરતા મૂક્યા. રાજાને કાં તો ઉંદરનું બચ્ચું, કાં તો બિલાડીનું બચ્ચું, કાં તો કુકકુરિઉં બતાવ્યું.

રાજા દરેક વખતે દોડતો આવતો, દરેક વખતે આવું જોઈ જોઈ શરમાતો અને પાછો ચાલ્યો જતો.

છેલ્લી વારે આવી એક રાજકુંવરી.

છએ રાણીઓએ તેની પણ એવી જ દશા કરી. અને એક મરેલો સાપ લાવી ખોળામાં મૂકયો. રાજાને બોલાવ્યો.

સાત સાત વાર રાજાને શરમીંદા બનવું પડયું હતું. આ વખતે તે ન આવ્યો. તેણે કહાવી મોકલ્યું :

'હું એ અભાગણીનું મોં જોવાનો નથી. તેને રાજમહેલમાંથી હાંકી કાઢો.'

નાની રાણીને ભાન આવ્યું, શોક્યોને પૂછ્યું:

'કેમ બેનો આ વખતે છોકરો આવ્યો કે નહિ!'

'અરે અભાગણી, તેં તો સત્યાનાશ વાળ્યું. અમારાં માથાં પણ શરમના માર્યાં હેઠાં પડયાં.'

નાની રાણી રડતી રડતી બોલી:

'કેમ બેનો, એવી શી બીના છે?

'હોય તે શું તારૂં કપાળ! આવી અભાગણી તો કોઇ ન જોઇ. ઉંદર, બિલાડી, સાપ કંઇ બાકી ન રાખ્યું. રાજાએ તને હદપાર કરવાનો હુકમ આપ્યો છે.'

નાની રાણી રડતી રડતી ઇશ્વરને યાદ કરવા લાગી, રાજમહેલ તજી વનમાં ગઇ. છાણાં વીણી ગુજારો કરવા લાગી.

મોટી રાણીઓ આનંદ કરવા લાગી.

(તેઓ ઝમઝમ કરતી ચાલે છે. હસતી હસતી હાલે છે.)

અભાગણી નાની રાણી વનમાં ગઇ છે.

તેના દુ:ખથી વનમાં ઝાડપાન રડે છે, પત્થર ફાટી જાય છે, નદીનાળાં સુકાઇ જાય છે. પશુ પંખી કલ્લોલ કરતાં નથી.

તે બિચારી ફાટયુંતૂટયું લુગડું પહેરે છે. છાણાં વીણે છે. વનમાં ઘાસની ઝુંપડી બાંધી રહે છે અને ભગવાનને સંભારે છે.

અને પેલો સંન્યાસી—

તે નદીએ સંધ્યા કરવા ગયો છે.

સંધ્યા કરતાં તેણે શું જોયું ?

એક હાંડી, માથે લુગડું વીંટાળેલું, તરતી તરતી તેની પાસે આવે છે. શરીર સાથે અફળાય છે.

તેણે હાંડી લીધી. જોયું, આંખો ચગી ગઇ.

સોનાના ચંદ્ર જેવો છોકરો મરેલો !

સમાધિ ચઢાવી જોયું.

બધું જાણી તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ, આખી રાત ત્યાં બેઠો. એક પછી એક આઠ હાંડીઓ લીધી.

પરોઢિયામાં છુપી રીતે તે રાજાના બગીચામાં પેઠો, બધી હાંડીઓ એક ખુણામાં દાટી. કમંડળ ભરી પાણી છાંટયું. જોતજોતામાં ત્યાં ચંપાનું ઝાડ ઉગી નીકળ્યું છે. તેને વીંટતી એક પાટલ વેલ ઉંચી આકાશે ચઢી છે.

૩

**આ** તરફ જ્યારથી રાજાએ નાની રાણીને હાંકી મૂકી છે (ત્યારથી પંખી ગાતાં નથી, હવા વાતી નથી, ફૂલ ખીલતાં નથી.)

બાગ બગીચા સુકાઇ ગયા છે. રાજાનો બગીચો મેદાન બની ગયો છે. ફૂલ વિના પૂજા અર્ચા બંધ પડી છે. લોકો માથે હાથ મૂકી બેઠા છે.

રાજા વિચાર કરે છે.

લોકો કહે છે: ' રાજાના પાપથી રાજ જવા બેઠું. પ્રજા ચુસાઇ ગઇ.' રાજા બિચારો ચિંતામાં પડયો છે. કરવું શું ? શું કરવાથી હતું તેમ થાય, રાજની શોભા વધે.

કારભારી સલાહ આપે છે: ' મહારાજ, પાપનાશન નામનો યજ્ઞ કરો. પાપ નાશ પામશે. અમંગળ જતું રહેશે. રાજ્યની શોભા વધશે. ફૂલ ખીલશે, સુગંધી છૂટશે. પંખીઓ કલ્લોલ કરશે. રાજ્ય હતું તેવું થશે.

ચોમેર ધામધૂમ થવા લાગી. 'પાપનાશન' યજ્ઞની તૈયારી થવા લાગી.

લાકડાના ઢગ થવા લાગ્યા. ઘીના ગાડવા આવવા લાગ્યા. બ્રાહ્મણ, પંડિત, ઋષિ, તપેસરીનાં ટોળાં ઉભરાયાં. ભિખારીથી શહેર ઉભરાવા લાગ્યું. નૈવેદ્ય માટે સામગ્રી રંધાવા લાગી.

અને પેલો સંન્યાસી....તે પણ ગોર બની છુપે વેશે આવ્યો છે.

તેણે રાજાને કહ્યું, ' મહારાજ, એક ચીજ બાકી રહી.'

૧૪૭૫૫

'શું ?'

'ફૂલ. ફૂલ વિના પૂજા થાય નહિ, પૂજા વિના યજ્ઞ થાય નહિ.

રાજાએ હુકમ કર્યો : ફૂલ લાવો, ગમે ત્યાંથી ફૂલ લાવો. નહિ તો ગરદન મારીશ.'

માળીઓ ચોમેર દોડ્યા. હાથમાં છાબડી લઇ ચોમેર દોડે છે. બગીચે બગીચે ભટકે છે.

એક ઘરડો માળી હતો. તે સાત રાજ્યોના બગીચા ભટક્યો. ક્યાંએ ફૂલ ન મળ્યાં. નદી કાંઠે વડ હતો. તેની નીચે તે રડવા બેઠો.

વડ પર પોપટ બેઠો હતો. તે બોલ્યો :

**સુવર્ણ ચંપા ઝુલે ડાળે : સુવર્ણ પાટલ તેને મૂળે;**
**ઘર છોડીને પારકે ઘરે : ભટકે તેને કયાંથી મળે.**

આ સાંભળી માળી દોડયો બગીચામાં, ચોમેર જોવા લાગ્યો.

ઇશાન ખુણામાં મોટું ચંપાનું ઝાડ છે. તે પર સાત સોનાનાં ફૂલો ખીલ્યાં છે. તેના મૂળ આગળ એક પાટલ વેલ ઉગી છે. તેના પર એક સોનાનું ફૂલ લહેરે છે.

બગીચો સુગંધથી બ્હેકી રહ્યો છે.

માળીનો આનંદ માતો નથી, તે ફુલ લેવા હાથ લંબાવે છે. પણ આ શું...

જેવો તે ફૂલ તોડવા જાય છે તેવાં જ કુંપળીઆં ડોલવા લાગ્યાં. ડાળ હાલવા લાગી. પાંદડાં કંપવા લાગ્યાં. ઝાડમાંથી કોઇ મધુર અવાજે બોલ્યું :

'સાત ભાઇ ચંપા જાગો છો કે ?'

'કેમ બેન પાટલ તું બોલાવે ?'

'રાજાને ઘેર યજ્ઞ થવાનો છે. ધરડો માળી ફૂલ લેવા આવ્યો છે. તેને ફૂલ આપીશું કે નહિ ?'

તરત જ ચંપાનાં ફૂલો થરથર કંપતાં બોલ્યાં :

'ના ના, કદી નહિ, આપણે ચઢીએ ઉંચાં. રાજા જાતે આવે તો જ ફૂલ આપવાં.

એટલું કહી ચંપાનાં સાતેય ફૂલ તર તર તર કરતાં સો હાથ ઉંચાં ચઢી ગયાં અને પાટલ ફૂલ સરરસરાટ કરતી ઝાડની ટોચે ચઢી.

ધરડો માળી તો આ જોઇ દિંગ જ થઇ ગયો.

તે દોડયો દરબારમાં, રાજ સભામાં જઇ વાત કરી, રાજા કારભારી કોટવાળ વગેરે બધા આવ્યા.

રાજાની પાછળ લોકોનું મોટું ટોળું આવે છે. બગીચો માણસોથી ઉભરાઇ ગયો છે. પેલો સંન્યાસી એક બાજુ ઉભો ઉભો હસે છે.

## ૪

રાજાએ હાથ લંબાવ્યો. ફૂલ તોડવા ગયો.

તરત જ પાટલ વેલ બોલી ઉઠી :

' સાત ભાઇ ચંપા જાગો છો કે ? '

' કેમ બેન પાટલ તું બોલાવે ? '

' રાજા આવ્યો છે ફૂલ લેવા. તેને ફૂલ આપીશું કે નહિ?'

'ના ના, કદી નહિ. આપણે ચઢીએ ઉંચાં ઉંચાં. પહેલાં રાજાની છ રાણીઓ આવે, ત્યારે ફૂલ આપીશું.'

આટલું કહેતાં તો ફૂલ સો હાથ ઉંચાં ચઢી ગયાં.

બધાં માણસો તો આ બધી ગમત જોઇ છક થઇ ગયાં.

રાજાએ હુકમ કર્યો : ' છએ રાણીઓને બોલાવો.'

પાલખીમાં બેસી રાણીઓ આવી. ફૂલ લેવા ગઇ.

પાટલ વેલ બોલી ઉઠી :

' સાત ભાઇ ચંપા જાગો છો કે ? '

' કેમ બેન પાટલ તું બોલાવે ? '

' રાણીઓ ફૂલ લેવા આવી છે. તેને ફૂલ આપીશું કે નહિ.'

'ના ના, આપણે ચઢીએ ઉંચાં ઉંચાં, પેલી છાણાં વીણતી રાણી આવે તો જ ફૂલ આપશું. '

એમ કરતાં જ ફૂલ તો સર સર સર કરતાં સો હાથ ઉંચાં ચઢી ગયાં.

રાજા બિચારો શું કરે ? નાની રાણીને હાજર કરવા હુકમ આપ્યો.

ચોમેર સિપાઇઓ દોડયા. લાવ લશ્કર દોડયું. વનને છેડે ઝુંપડી બાંધી નાની રાણી રહેતી હતી. સિપાઇઓ તેને લઇ આવ્યા.

તેની દશા જોઇ લોકોની આંખમાં પાણી આવ્યાં.

ફાટ્યાંતૂટ્યાં લુગડાં, પગ ઉઘાડા, વાળ છૂટા.

રાજાએ ફૂલ લેવાનો હુકમ કર્યોઃ નાની રાણીએ હાથ લંબાવ્યો.

તરત જ પાટલ વેલ બોલી ઉઠીઃ

'સાત ભાઇ ચંપા જાગો છો કે ?'

'કેમ બેન પાટલ તું બોલાવે ?'

'રાજાની નાની રાણી, છાણા વીણતી મા આવી છે. ફૂલ આપીશું કે નહિ ?'

'આપીશું રે આપીશું ! ડીંટામાંથી ઝરી પડીશું !'

તરત જ સાતેય ચંપાની પાંખડીઓ ઉઘડી ગઇ. તેમાંથી

સાત રાજકુંવરો ટપ ટપ કરતા ઝરી પડ્યા. પાટલ વેલની પાંખડીઓમાંથી એક રૂપાળી રાજકુંવરી બહાર નીકળી.



કુંવર કુંવરી નાની રાણીના ખોળામાં કૂદી પડ્યાં. કોઇ પીઠ પર જઇ પડયું. કોઇ ગળે બાઝી પડયું. બધાં મા મા કહી બોલાવવા લાગ્યાં.

રાજા તો દિંગ બની ગયો છે. બધાં માણસો મુંગાંમંતર બની ગયાં છે. આ બધું છે શું

પેલો સંન્યાસી આગળ આવ્યો. બધી વાત કહી. મહારાજ, આપની અક્કલને ધન્ય છે ! માણસ તે કંઇ ઉંદર, બિલાડી, સાપ જણે ખરૂં ? જાઓ હવે આ છોકરાંને મહેલે લઇ જાઓ, નાની રાણીને માનથી રાખો.'

સંન્યાસીની વાત સાંભળતાં જ....

લોકો ઉશ્કેરાઇ ગયા. છએ રાણીઓને મારવા દોડ્યા.

સંન્યાસી બધાને અટકાવે છે. રાજા હુકમ કરે છે : ' છએ રાણીનાં માથાં મુંડાવો, માથે ચુનો ચોપડો, એક લુગડે વન કાઢો.'

રાણીઓ રડતી રડતી ચાલી ગઇ.

શંખ ફુંકાવા લાગ્યા. ઢોલ ઢમ ઢમવા લાગ્યા, ઝાલર ઝણુ ઝણવા લાગી. રાજ્યમાં આનંદ થઇ રહ્યો. નાની રાણી સાથે રાજા મહેલમાં ગયો.



# શં ખ રા ણી



૧

નીલ સમુદ્ર, પરવાળાનો બેટ, તેમાં વસે શંખરાણી. શંખની દીકરીઓ તેની બારે માસની સોબતણ. તેઓ ચાંદનીમાં પોતાના લાંબા લાંબા વાળ મૂકે, અને તેમાંથી ચોમેર

ચકચકતાં મોતી ઝરી પડે. તે મોતી સીપો લઇ લેતી અને માણેક ખાણો લઇ પોતાનાં પેટમાં ભરતી, સમુદ્ર તેના નાચથી નાચતો, તાલ સાથે તાલ દેતો. એક મોટો મગર શંખરાણીનો વર હતો. આ બધું સાંભળી જીનોનો બાદશાહ ગુસ્સે થયો. તે સાગર શોષવા માગતો હતો, શંખરાણીને પરણવા માગતો હતો, પણ શંખરાણીએ તો મગરની પીઠ પર સ્વાર થઇ લડાઇ આરંભી.

માબાપની હતી લાડકી છોકરી, ભાઇની હતી વહાલસોઇ બેન. મા મરી ગઇ, ઓરમાન મા આવી. બાપ પરદેશ ચાલ્યો ગયો, ઓરમાન માએ રજા આપી. ભાઇબેન બંને રાક્ષસીના પેટમાંથી નીકળી કોણ જાણે કયા દેશમાં જઇ ચઢ્યાં.

રાજા બહુ દયાળુ હતો, પણ રાણી અદેખી હતી. બેન બધું સમજતી હતી, પણ મોઢેથી બોલતી ન હતી.

રાણી એક દિવસ બેનને નદીએ લઇ ગઇ. બેને વિચાર કર્યો કે પાછા આવી ભાઇને વાત કહીશ. કહીશ કે 'ભાઇ, ચાલો બીજા દેશમાં, અહીં તો રાણીજી અદેખાઇ કરે છે, કોણ જાણે કેવી વિપદ આવી પડશે?'

પરંતુ મનની વાત મનમાં રહી. ભાઇ સાથે મેળાપ ન થયો.

નદી કાંઠે જતાં જ રાણીએ ધક્કો માર્યો, બેન નદીમાં પડી, ઉંડું પાણી, પાણીમાં તો ભમરીઓ પડે.

છોકરી ગળકાં ખાવા લાગી, ડુબી ગઇ, પાણીને તળીએ જઇ બેઠી.

તે જગાએ એક ઉંડો ધરો હતો. તેમાં એક મોટો મગર રહેતો હતો.

તે માણસોને મારી ખાતો. તેમનાં લુગડાં ઘરેણાં એક બોડમાં લઇ જઇ રાખતો.

મગરને કોઇ મારી શકતું ન હતું. બીકને લીધે કોઇ ન્હાવા આવી શકતું ન હતું. તેને આજે સાત સાત ઉપવાસ થયા હતા.



બેનને જોઇ, મગર પાસે આવ્યો અને બોલ્યો, 'અરે, સોનાની પુતળી, તું અહીં ક્યાંથી? તું જાણતી નથી કે હું યમરાજા જેવો મગર અહીં રહું છું?'

બેન બોલીઃ 'મા મરી ગઇ. બાપ ચાલ્યો ગયો. ઓરમાન માએ કાઢી મૂકી. રાણીએ

અદેખાઇ કરી, આ ધરામાં ધક્કો માર્યો. ભાઇ છે, તેને પણ મારી નાખશે. મારે તે શું સુખ રહ્યું છે? ખાવી હોય તો ખા. મને હવે મરણથી જ શાંતિ વળશે.'

રૂપરૂપનો અવતાર, અવાજ તો જાણે રૂપાની ઘંટડી. મગર તો ખુશ ખુશ થઇ ગયો, તેને દયા આવી. તેણે કહ્યું: 'તને મારતાં જીવ અચકાય છે. તું મને પરણીશ? પરણે તો તારી સાથે ઘર માંડું.'

'પણ તમે છો કોણ?'

"અગાઉ તો ત્રણ શીંગડીઆ રાજાનો નોકર હતો, પણ હવે તારો છું.'

'હું તો માણસ છું. પાણીની અંદર કેવી રીતે રહી શકું? પાણી ને કાદવથી મને તો સનેપાત થાય. ના ભાઇ, મને ખાઇ જા. તારૂં પેટ ભરાશે, મને શાંતિ વળશે.'

"બીતી નહિ. હું તને અહીં નહિ રાખું, તું મારી શંખરાણી થજે. ભારે સરસ મહેલમાં રહેજે. સમુદ્ર પર રાજ ચલાવજે.'

'પણ ત્યાં મને મારા ભાઈ બાપ મળશે?'

'સતીને વળી આ દુનિઆમાં મુશ્કેલ શું છે? તેના સત આગળ તો ત્રણે લોક તુચ્છ છે.'

'હા. એ વાત ખરી! હું સતીની દીકરી છું. સતીની દીકરી તો સતી જ હોય! હું પતિને પ્રભુ માનીશ. તમારા ચરણમાં મારી મતિ રહો. હું રાણી થવા માગતી નથી. તમે મારા પતિ છો. જેમ રાખશો તેમ રહીશ. તમારૂં ઘર ચલાવીશ.'

મગરે દાગીના પહેરાવ્યા. જળદેવતાની સાથે લગ્ન કર્યાં.

બેન બોડ સાફ કરવા લાગી. તેમાંની વસ્તુઓ ઉંચીનીચી મૂકવા લાગી. એ જોઇ મગર હસવા લાગ્યો.

શંખરાણી, આ ઘર તારે લાયક ન હોય! મારી સાથે ચાલો. અહીં રહેવાની મુદ્દત પુરી થઇ છે.

'વળી ક્યાં જઇશું?'

'મારી પીઠ પર બેસી જા. ત્યાં ગયા બાદ બધું જોજે.'

શંખરાણી મગરની પીઠ પર બેઠી. મગર પાણી કાપતો આગળ ચાલ્યો.

૨

**ની**લ સમુદ્ર, પરવાળાંનો બેટ, ત્યાં શંખોનું રાજ્ય હતું. મોટો સ્ફટિકનો મહેલ, પરવાળાંના દરવાજા, પરવાળાંની ભોંય, તેના પર સીપોનું સિંહાસન, મોતીનાં તોરણ.

આજુબાજુ શંખની નારીઓ વસે. તેઓ પરવાળાંના બેટ પર જાય, તડકે બેસે, વાળ સૂકવે, ઝુટે, રમે, કૂદે, ફરે અને સમુદ્રમાં તોફાન થાય એટલે ડૂબકી મારી ઘેર જાય.

મગરની પીઠ પર બેનને જોઇ શંખનારીઓ મગરને પૂછે છે. ' આ કોણ છે ? '

' એ તમારી શંખરાણી છે. આજથી તમે બધાં તેના તાબામાં રહેજો. તેને ચાહજો. આદરમાન આપજો. જે કંઇ કહે તે માનજો અને તોફાન થાય ત્યારે શંખમાં સંતાડજો. '

' ઘણી જ ખુશીથી ! આજ સુધી સિંહાસન ખાલી હતું. આજે રાણી આવ્યાં, અમે બહુ ખુશી થયાં. '

આમ શંખરાણી તો શંખોની રાણી થઇ. શંખનારીઓ તેની સખીઓ થઇ. દિવસો આનંદમાં જવા લાગ્યા. શંખરાણી તો બેટ પર એકચ્ચક્રે રાજ કરવા લાગી.

મગર રોજ આવે ને ખબરઅંતર પૂછી જાય.

જે દિવસે દરિઆમાં તોફાન થાય, ઉંચાં ઉંચાં મોજાં ઉછળે ત્યારે શંખનારીઓ રાણીને એકાદ શંખમાં છુપાવી દે, અને કહે:

' રાણીજી, આ શંખમાં રહેજો, જો જો કોઇ જોઇ જાય

નહિ. ત્રણ શીંગડીઓ રાજા બહુ જોરાવર છે, જબરો જાદુગર છે, તે જાણશે તો તમને પકડી જશે.'

આ રીતે દિવસો જવા લાગ્યા. એક દિવસે શંખરાણીને વિચાર થયો.

'હું તો સતી કહેવાઉં. મને વળી કોની બીક હોય ? જોઉં તો ખરી એ ત્રણ શીંગડીઆ રાજાનું જોર કેટલું છે તે !'

'તે જ દિવસે પાણીમાં તોફાન ઉઠયું. શંખનારીઓએ તેને શંખમાં છુપાવી દીધી. પોતે પોતપોતાને ઘેર જતી રહી.

તરત જ શંખરાણીએ શંખનું મોં ઉઘાડી નાખ્યું. તે પાણી ઉપર આનંદથી તરવા લાગી. જોતજોતામાં સાગર ગાંડો થઇ ગયો. પર્વત જેવડાં મોજાં પર આનંદથી નાચવા લાગી.

એકાએક પાસેનું પાણી ફાટયું. તેમાંથી એક ભયંકર આકારનો, ત્રણ શીંગડીઓ રાક્ષસ નીકળી આવ્યો. તેણે પૂછ્યું, સુંદરી, તમે અહીં ક્યાંથી, હું રાજા છું. ચાલો મારે ઘેર.

શંખરાણીએ કહ્યું : તારા જેવા તો ઘણાય જોયા છે. તું તારે રસ્તે પડ. હું તો સતી છું. મારી તરફ ડગલું પણ વધતો નહિ.'

ત્રણ શીંગડીઓ તો આ સાંભળી લાલચોળ થઇ ગયો. તે બે હાથ પહોળા કરીશંખ રાણીને પકડવા ગયો.

શંખરાણી બોલીઃ જો " દેવતાઓ સત્ય હોય તો સતી રાણીનો શાપ છે કે જાદુગરનું અંગ સળગી જાઓ, મારી શંખની હોડી બચી જાઓ, જળમાંથી આગના ભડકા નીકળો અને રાક્ષસ સમુદ્રને તળીએ જઇ બેસો."

એક ક્ષણમાં તો ભયંકર આગ પ્રગટી, પાણી પર ભડકા ભયંકર ભડકા ! કોનો ભાર છે કે તેમાં ટકી શકે ? ત્રણ શીંગડીઆ રાજાનું આખું શરીર સડસડી ગયું. તે એકદમ ડૂબકી મારી નાઠો.

ઘેર જઇ તેણે જીન બાદશાહને ખબર મોકલી.

' એક ભયંકર સતી સાગરમાં આવી રહી છે. તેની પાસે મારૂં કંઇ ચાલતું નથી. આપ આવી તેને પકડી જાઓ. '

## ૩

જોતજોતામાં વરસ પુરૂં થયું. ત્રણ શીંગડીઆ રાજાનો પત્તો લાગતો નથી. શંખરાણી પણ બેટમાં આનંદ કરે છે.

બધાં વિચાર કરે છે આ તે શો ચમત્કાર ! ત્રણ શીંગડીઓ રાજા મુઓ કે તેની વિદ્યા જતી રહી ?'

કેવળ શંખરાણી આ બધું સાંભળી મનમાં હસે છે. છતાં કોઇને કંઇ કહેતી નથી.



શંખરાણી જીન બાદશાહને જોવા ચાલી.

એક દિવસ શંખનારીઓએ મગરને કહ્યું :

'ભાઇ, ખબર તો કાઢો કે ત્રણ શીંગડીઆ રાજાનું થયું શું? હવે તો સમુદ્રમાં તોફાન થતું નથી. અમારે નાસવું પડતું નથી, રાણીને છુપાવવી પડતી નથી. આ બધું છે શું ?'

આ સાંભળી મગર તો આનંદથી પૂછડી પછાડવા લાગ્યો. અને બોલ્યો: 'એમ, ત્યારે શું ભગવાને આટલે દિવસે સામું જોયું ! હમણાં જ જઈ તપાસ કરી આવું છું.'

પરંતુ થોડી જ વારમાં તે આવ્યો. બીકથી તેનું મોઢું લેવાઈ ગયું હતું. તેણે કહ્યું :

'શંખરાણી, નખોદ વળ્યું !'

'પણ છે શું ? શી બીક છે?'

આ વખતે આપણું બધું ગયું ! જીન બાદશાહને તારી બાતમી પહોંચી છે. તે તને પકડવા આવે છે, જો પેલા મગરમચ્છના માથામાંથી પાણીના ફુવારા છૂટે છે. ત્રણ શીંગડીઓ રાજાના પંજામાંથી તો છુટાય પણ આના પંજામાંથી નહિ, આ તો આખી દુનિઆના જાદુગરોનો બાદશાહ છે.'

શંખરાણી હસતી હસતી કહેવા લાગી :

'બ્હીશો નહિ. હું સતી છું, તમે મારા પતિ છો, મને કોણ

અટકી શકવાનું હતું? મને પકડે એવો આ દુનિઆમાં કોઇ હોય એમ હું માનતી નથી.'

શંખરાણીએ તો નૌકા તૈયાર કરી. તે પર બેસી જીન બાદશાહને જોવા ચાલી. થોડે દૂર જતાં જ સામો એક મોટો મગરમચ્છ માલમ પડયો. તેના માથામાંથી પાણીના ફુવારા છુટે છે. તે પર આસન નાખી જીન બાદશાહ બેઠો છે.

શંખરાણીને જોતાં જ તેણે તેને પકડવા હાથ લંબાવ્યા. શંખરાણીએ કહ્યું: બાદશાહ, તારી જાદુની માયા તૂટી જવાની છે. હવે એક ડગલું પણ આગળ વધતો નહિ. હું સતી છું, શંખરાણી છું. જા નાસ.'

'તરત જ પાણી ઉકળી ઉછળવા લાગ્યું. તેમાંથી આગના ભડકા નીકળ્યા. જીન બાદશાહ દાઝયો. એ આગળ વધી શકયો નહિ, ગુસ્સાથી બડબડયો:

'સાગરને શોષી જઇશ, પછી જોઉં છું કે તું ક્યાં રહે છે? કાલે પૂનેમ છે. દેવીને જઇ જગાડું છું.' એમ કહી તે ગુસ્સામાં ને ગુસ્સામાં પાણીમાં ડૂબકી મારી ચાલ્યો ગયો.

બીજે દિવસે શંખરાણીએ બધી શંખનારીઓને ભેગી કરી, મગરને બોલાવ્યો. તેણે તેને કહ્યું:

'અમને બધાંને માતાજીને મંદિર લઇ ચાલો, હું સતી છું. મારે જીન બાદશાહનો મિજાજ ઉતારવો છે.'

શંખરાણી મગર પર બેસી ચાલી. શંખનારીઓ પણ તેની સાથે ચાલી, ઘણે દૂર ગયા બાદ સામે એક પહાડ જણાયો. જાણે સમુદ્રમાંથી ફૂટી નીકળ્યો ન હોય! આકાશ સુધી તેનું શિખર પહોંચતું હતું.

'આ પહાડ શાનો!'

'એજ ત્રણ શીંગડીઆ રાજાનું રહેઠાણ.'

'ત્યાં કોણ રહે છે.'

'જાગતી દેવી મા કાલિકા! એ રાક્ષસ તેની પૂજા કરે છે; અને તેની કૃપાથી ત્રણે લોકને જીતતો ફરે છે.'

'મારે માતાજીનાં દર્શન કરવાં છે.'

'તે કેમ બને? શું દીવો લઇને કુવામાં પડવું છે? રાક્ષસના હાથમાં જઇ ફસાવું છે? તે શું પછી તને પાછી આવવા દેશે?'

'બીશો નહિ, સતીને ફસાવનાર આ લોકમાં કોઇ નથી. મારી મા સતી હતી. હું સતીની દીકરી છું. હું પોતે પણ સતી છું. માતાજીનું નોતરૂં આવવાથી તો અહીં તણાઇ આવી છું.'

'ત્યારે ચાલ લઇ જાઉં'.

મગર રાજમહેલ પાસે ઊભો.

તરતજ શંખરાણી આનંદથી કૂદી ઉઠી. 'આ શું ! ભાઈ, બાપા, તમે ? તમને પાછા જોઇ શકી ?'

તે તો જમીન પર કૂદી પડી. ભાઇ બાપાના પગમાં જઇ પડી. પુષ્પકુમારનો આનંદ તો માતો જ નથી.

મગર ને શંખનારીઓ ચકિત બની આ બધું જુએ છે.

પુષ્પકુમાર પાસે ત્રણ શીંગડીઓ રાજા અદબવાળી ઉભો છે. અને એક મોટું ઉંટ પંખી ચાંચમાં જીન બાદશાહનું કાપેલું માથું લઈ ઉભું છે.

બધાંએ પુષ્પકુમારને ધન્યવાદ આપ્યો.

'હવે કોઈ આપણને ઓછું જ પકડી જવાનું છે ? પણ ભાઇ, હવે તો મારૂં સમુદ્રજ ઘર થઇ ચૂક્યું છે, તારી બેન સતી છે, મગર મારો પતિ છે.'

તરતજ ઉંટપંખીએ જીન બાદશાહના કાપેલા માથામાંથી થોડું લોહી લઇ મગરના શરીર પર છાંટયું. જોતજોતામાં મગર એક સુંદર રાજકુંવર બની ગયો.

'શું આ રાજ આ રાજકુંવરનું છે ?'

ત્રણ શીંગડીઆ રાજાએ કહ્યું, 'હા. મેં તેને જાદુથી મગર બનાવી દીધો હતો. એ માટેજ મેં તમને કહ્યું હતું કે બેનને મળવાની લત મૂકો. આ રાજના રાજા બની બેસો.'

'છટ્, જેનું હોય તે ભોગવે. મારે રાજ્ય ક્યાં નથી.'

ત્યાર પછી શંખરાણી સાથે ભારે ધામધૂમથી રાજકુમારનાં લગ્ન થયાં. તેઓ ત્યાં આનંદથી રહેવા લાગ્યાં.

સોદાગરનું સ્વપ્ન આટલે દિવસે ફળ્યું.



# ચિત્રલેખા.

## ૧

એક ભરવાડ હતો. રોજ રાજાની ગાયો ચારવા જાય. એક ગાય ભારે તોફાની, ગોંદરામાં જતાંજ દોડે. એક ગાઢ વનમાં જઈ ભરાય. ભરવાડ તો બિચારો રોજ તેને ખોળીખોળીને હેરાન થઈ જાય.

એક દિવસ ગાય નાઠી. કોણ જાણે ક્યાં છુપાઈ ગઈ. ભરવાડ તેને ખોળવા લાગ્યો. ક્યાંય ભાળ ન લાગી.

ખોળતાં ખોળતાં ભરવાડ ભૂલો પડ્યો. વનમાં માર્ગ ચૂકી ગયો.

વનમાંથી બહાર નીકળવાનો યત્ન કરે છે, તેમ તેમ ઉલટો ગાઢ વનમાં પેસે છે. છેવટ તે એક જગાએ આવી લાગ્યો. ત્યાં માનવજાત કદી, કોઇ વખતે આવી નહોતી.

એક મોટું રૂપાળું તળાવ. કાગડાની આંખની પેઠે લહેરાતું પાણી, મોટાં મોટાં કૂદતાં માછલાં, ચરતા હંસ, ટહેલતા સારસ; કિનારે ખીલી રહેલાં કમળ, તળાવ જાણે હસું હસું થઈ રહ્યું હતું.

ભરવાડ થાકી ગયો હતો, તરસ્યો થયો હતો. તળાવ પાસે ગયો. પાણી પીધું. ઠંડો થયો.

દિવસ આથમ્યો. સંધ્યા ખીલી. ભરવાડ રાત ગાળવા એક ઝાડ પર ચડી બેઠો.

પણ આ શું? ભરવાડે શું જોયું?

પૂર્વ દિશામાં એક મોટો સોનાનો કરોળીઓ ફરે છે. સરસર કરતા તાંતણા કાઢે છે. આકાશ ને જમીનને જોડી દેતી જાળ વણે છે. જાળ સીડીનાં પગથીઆંની પેઠે તળાવના કાંઠા સુધી આવી ગઈ છે.

એ જાળની નીસરણીથી પરીઓનાં ઝુંડ આકાશમાંથી ઉતરે છે.

તેઓનો રંગ સોનેરી હતો. ચાંદની જેવું તેજ હતું. વાયુનાં વસ્ત્રો હતાં, કમળ જેવી વાસ હતી. માથા પર તારાના મુગટ હતા. તેની વચમાં એક મોટો ચળકતો તારો ઝબકારા મારતો હતો. તેના અજવાળાથી વનમાં દિવસ જેટલું અજવાળું ફેલાઇ રહ્યું હતું. વનમાં નીલ પ્રકાશનાં મોજાં ઉછળતાં હતાં.

ભરવાડ તો દિંગ બની આ બધું જોઈ રહ્યો હતો.

પરીઓ ઘાટ પર ઉતરી. માથા પરના મુગટ જમીન પર નાખ્યા. ટપોટપ બધી તળાવમાં નહાવા પડી. સૌથી નાની પરી બધાંની પાછળ ઉતરી. ઉતાવળી ઉતાવળી મુગટ ફેંકતી; વાળ ઝુડતી, તળાવમાં કૂદી પડી.

તેનો મુગટ જઇ પડયો પેલા ભરવાડવાળા ઝાડ પાસે.

ભરવાડ કોઈ ન જાણે તેમ નીચે ઉતર્યો. મુગટ લીધો. પાછો ઝાડ પર ચડી ગયો.

થોડી વાર થઈ. બધી પરીઓ બહાર આવી. મુગટ પહેરી આકાશમાં ચડી ગઈ. સોનાની જાળ હવા સાથે મળી ગઈ.

નાની પરી, તેનું નામ ચિત્રલેખા તળાવ બહાર નીકળી. મુગટ ખોળવા લાગી. મુગટ ન મળ્યો. તે રૂદન કરવા લાગી.

ભરવાડ મુગટ ઝાડ પર છુપાવી નીચે ઉતર્યો.

'દેવકુંવરી, તું કેમ રડે છે.'

ચિત્રલેખા માણસ જોઇ નાસવા ગઈ, પણ નાસી શકી નહિ. મુગટ સાથે શક્તિ પણ ગઈ. તે રડતી રડતી બોલીઃ

'અત્યાર સુધી હું સ્વર્ગની પરી હતી. હવે સામાન્ય બૈરી બની બેઠી છું. મુગટમાં અમારી બધી શક્તિ હોય છે. તે ગુમાવી હું રડું છું.

ભરવાડ તો આ સાંભળી ભારે હરખાયો.

'પણ હવે શું થાય. મુગટ તો ગયો. ચાલ, મારી સાથે પરણ. હું તને મારે ઘેર લઈ જઈશ.'

'અમે પરીઓ કહેવાઈએ. લોકો સાથે ન રહીએ. અહીંજ જો ઘરબાર બંધાવે, તો પરણવા તૈયાર છું.

ભરવાડે કહ્યું: 'ભલે, તેમ કરીશ. ચાલ, પેલા વડ પાસે. તેના થડમાં એક કોતર છે.

એ વડની સાખે વિવાહ કરીએ.

બંને જણાં પરણ્યાં. વડને સાક્ષી રાખ્યો. ભરવાડ કહેઃ 'તું આ કોતરમાં રહે. હું ઘરબાર બંધાવું.'

તે છુપી રીતે ઝાડ પર ચડ્યો. મુગટ પાસે જઈ કહેવા લાગ્યો.

'તું ખરેખર સ્વર્ગનો મુગટ હોય તો અહીં રાતોરાત પરીઓને રહેવા જેવું મકાન બંધાવી દે.'

જોતજોતામાં સુંદર મકાન બંધાઈ ગયું. બંને જણાં તેમાં રહેવા ગયાં.

ચિત્રલેખા તો વિચાર કરે છે. રાતોરાત મહેલ ચણાય છે. ભરવાડ તો કંઈ કમાતો નથી, ધમાતો નથી. છતાં આટલી દોલત ક્યાંથી? તેને ખાત્રી થઇ છે કે જરૂર તેની પાસે મારો મુગટ છે. નહિ તો આ બધું બનેજ કેમ.

ચિત્રલેખાને એક છોકરો થયો, બે છોકરીઓ થઈ. દિવસો

આનંદથી પસાર થાય છે. મુગટની મહેરબાનીથી હવે ભરવાડને ગાયો ચારવી પડતી નથી. તે કોઈ કોઈ વખતે શહેરમાં જાય છે. માબાપને મળી આવે છે. અને છૈયાં છોકરાં તથા પરી વહુ સાથે આનંદ કરે છે. આમ કરતાં કરતાં એક યુગ પુરો થયો.

૨

**આ** તરફ પેલી પરીઓ નાહી ધોઈ સ્વર્ગમાં ગઈ. ત્યાં તેણે જોયું તો નાની બેન ચિત્રલેખા ન મળે. પરંતુ હવે શું બને? દેવોની સભામાં નાચવા જવાનો વખત થયો હતો. હવે પાછાં જવાય તેમ ન હતું. તેઓએ વિચાર કર્યો, ' કાલે રાત્રે ન્હાવા જઈશું ત્યારે ખોળ કરીશું. '

પરંતુ દુનિયાનો એક યુગ તે સ્વર્ગનો એક દિવસ.

બીજે દિવસે સ્વર્ગમાં રાત પડી. સોનાનો કરોળીઓ જાળ વણવા લાગ્યો. ફરતો જાય છે ને જાળ ગુંથતો જાય છે, પરીઓ તે વાટે નીચે ઉતરી, તળાવના ઘાટ પર જઈ ઉભી.

આમ જુએ છે, તેમ જુએ છે, બેન તો મળતી નથી.

એક પરી બોલીઃ ' જુઓ તો ખરાં! અહીં તો કંઈ ન હતું. પેલું મકાન ક્યાંથી આવ્યું? ચાલો આપણે તપાસ કરીએ.

તરતજ બધાં વાયુનો પોષાક પહેરી, વાયુનું રૂપ લઇ,

વાયુ વેગે દોડી જઇ ત્યાં પહોંચ્યાં. દરવાજામાં પેસતાંજ તેમણે શું જોયું ?

ચિત્રલેખા બેઠી છે, ઓળખાય એવી રહી નથી. રૂપ ગયું છે, આંખો ઉંડી પેસી ગઈ છે, શક્તિ રહી નથી. જમીન પરની હવાએ તેનું બધું શોષી લીધું છે.

બધી પરીઓ એકી સાથે ગુંજારવ કરવા લાગી :

સ્વર્ગ તજી ચિત્રલેખા ધૂળમાં કેમ આજ ?
મલિન તારૂં રૂપ તેજ મલિન તારો સાજ.
પરી થઈને પરી સંગ ભૂલી પરીના ખેલ,
પૃથવી ઉપર આમ કેમ કેવું તારૂં કાજ,
ધૂળ ખંખેરી ઉઠ જલદી માથે પહેરી તાજ,'

આ સૂર સાંભળી ચિત્રલેખા રડતી રડતી દોડી. બહાર આવી બોલી.

'બેનડી રે, મારો મુગટ ગયો એટલે તો આ દશા થઈ છે, છૈયાં છોકરાં થયાં છે, તેને છોડી હવે હું શું કરૂં ? મારા પતિ મારા વિના ગાંડા થઈ જાય. તેને છોડી આવવું એ શું ધર્મ છે ?'

આ સાંભળી વળી પરીઓ ગુંજારવ કરવા લાગી.

'સોનાની બેડી પે'રી હવે જીવીશ કેટલા દિન.
ઉંમ થશે, જરા વ્યાધિ, કરશે આયુ ક્ષીણ,
માયાની બેડી તોડ્યા વિના સ્વર્ગ ના પોસાય.
છતી આંખે કુવે પડી કોહાડો મારે પાય.

રહેજે ત્યારે ધૂળ રોળાતી પકડી મોહનો દોર,
છેવટે તારું રડી રડીને જીવન જશે ઘોર.'

અરે બેનો, ગુસ્સે ન થશો. મુગટ વિના હું શું કરી શકું? મુગટ મળશે કે તરતજ આવી પહોંચીશ. કાલે આવજો. મુગટ શોધી રાખીશ.

૩

**પ**રીઓ તો રોજ આવે, સમજાવે, પણ ચિત્રલેખા મુગટ વિના શું કરે? તે બિચારીને સ્વર્ગમાં જવાનું બહુ મન થાય, પણ કરે શું?

એક દિવસ એક બનાવ બન્યો.

ભરવાડનો બાપ મરી ગયો છે. મા માંદી પડી છે. બચે તેમ લાગતું નથી.

તેણે મુગટ એક ચોરકોટડીમાં છુપાવી રાખ્યો. બારણે તાળું માર્યું. ચાવી છોકરાને આપી.

'જોજે બેટા, હું દેશમાં જાઉં છું. પાછા ફરતાં વાર લાગશે. તું આ ચાવી સંભાળજે. પણ જોજે પેલું ઘર ઉઘાડતો નહિ.

ચાવી કોઈને આપીશ નહિ. આપીશ તો બધું જશે. અને મારો તારી સાથે મેળાપ નહિ થાય.'

પતિ ગયો છે. ચિત્રલેખા નચિંત છે. તે ઘરના દરેક ખુણા તપાસે છે. દરેક ઓરડો બારીકાઈથી જુએ છે. નીચે જુએ છે, ઉપર જુએ છે, છૂપા સંચ તપાસે છે. જોતી જોતી છેવટે પેલી ચોરકોટડી પાસે આવી ઉભી.

પરંતુ એકેય કુંચી લાગુ ન પડે, બધી કુંચીઓ હતી પણ આ કોટડીની નહોતી. ચિત્રલેખા વિચાર કરે છે. વળી બધી કુંચીઓ લાગુ પાડી જુએ છે. પરંતુ એકેય લાગુ પડતી નથી. તે વિચાર કરે છે, જરૂર, આ કોટડીમાંજ મારો મુગટ હોવો જોઇએ.

દિવસ જવા લાગ્યા. ચિત્રલેખા પેલું તાળું ઉઘાડી શકતી નથી.

એક દિવસ છોકરો ઉંઘતો હતો. ચિત્રલેખા તેના શરીર પર હાથ ફેરવતી હતી. હાથ કેડ પર પડયો. કમરે એક વિચિત્ર કુંચી બાંધી હતી. આ કુંચી શાની !

છોકરો ઉઠયો. ચિત્રલેખા બોલી, 'બેટા, આ કુંચી શાની છે ? લાવ જોઉં.'

બાપની મના હતી. છોકરાનું મોં ઉતરી ગયું.

'ના, નહિ આપું: બાપુજીએ ના પાડી છે. બધું જતું રહે'!

ચિત્રલેખા બધું સમજી.

તે જ રાતે ચિત્રલેખાની બેનો આવી પહોંચી. ચિત્રલેખા પોતાની ઉંઘતી નાની દીકરી લઇ બહાર આવી. દીકરી બેનોને સોંપી બોલી;

'બેનો, આજે તો આને લઇ જાઓ. કાલે બીજી લઈ જજો. આમ કરતાં કરતાં માયાની જાળ છોડી શકીશ.!

પરીઓ તો નાની બેનની છોકરીને સ્વર્ગમાં લઈ ગઇ.

ચિત્રલેખાએ છોકરાને બોલાવ્યો, 'બેટા કુંચી આપ.'

'ના મા, બાપુજીની મના છે.'

'પણ બેટા, બાપ મોટા કે મા. શું હું કંઈ વિસાતમાં નહિ? માનું વચન ન માનીએ તો પાપ લાગે.'

'એની કયાં ના પાડું છું. મા બાપ બંને સરખાં, બંને પરમ ગુરુ, કોઈનું વચન ઠેલવું નહિ, તું હવે કુંચી માગીશ નહિ. ના પાડતાં મને કંઇ કંઇ થઇ જાય છે.'

ચિત્રલેખા તે દિવસે વધુ કંઈ ન બોલી. વળી એક દિવસ બેનો આવી. આ વખતે મોટી છોકરીને સ્વર્ગમાં મોકલી.

'બેનો, આવતી કાલે છોકરાને લઇ હું તમારી સાથે આવીશ.'

નાની બેન ગઈ, મોટી બેન ગઈ, છોકરો તેના વિના ટળ-વળવા લાગ્યો. તે રડતો રડતો બોલ્યોઃ

'મા ! મારી બંને બેનો ક્યાં ગઇ ? બાપુજી ઘેર આવશે, તેને શું જવાબ દઈશ. મને તેના વિના ગમતું નથી. મા, તને પગે પડું છું. તું મને બધી વાત કહે.'

'ગાંડા છોકરા, તારી બેનો તો આનંદ કરે છે. ચાલ, તને પણ ત્યાં લઇ જઉં, પણ તારે મને કુંચી આપવી પડશે.'

'મા, તું વારંવાર એજ વાત કહે છે. બાપુજીની વાત ખરી પડી છે, આપણું બધું જવા બેઠું છે.'

છોકરો તો રડી રડીને અરધો થઈ જાય છે.

ચિત્રલેખાએ તેને ખોળામાં લીધો. સમજાવી કહ્યું, 'બેટા, કંઈ ગયું નથી. બધું છે. બધું મળશે. રડ નહિ. કુંચી આપ. હું તને બેનો પાસે લઇ જઉં. હું મા છું. મારી વાત પર તને ભરોસો નથી બેસતો ?'

'મા, હું બાપુજીને મૂકી કેમ આવું? તું વચન આપ



કે તેને મૂકી કહીં નહિ જાય તો હું કુંચી આપું!'

ચિત્રલેખા હવે શું કરે? તેણે છોકરાને વચન આપ્યું.

'તારા બાપુજીને પણ સાથે લઈશું. ઠીક હવે કુંચી આપ.'

છોકરાએ કુંચી આપી.

ચિત્રલેખાએ કુંચી તાળાને લગાડી. બરાબર લાગુ પડી ગઈ. કોટડી ઉઘાડી. મુગટ પડયો હતો. તે માથે પહેર્યો. છોકરો નવાઇ પામ્યો.

એક ક્ષણમાં માનો ચહેરો બદલાઈ ગયો. માથા પર મુગટ, પરીના જેવી પાંખો, આંખ મોં પર દૈવી તેજ. બરાબર તે જ વખતે મધુર સૂર સંભળાયો. સાથે સાથે એક સોનાનો કરોળીઓ જાળ વણવા લાગ્યો. જાળ ઘર સુધી પહોંચી.

ઘરબાર હવા સાથે અલોપ થઈ ગયાં.

પરી હસતી હસતી છોકરાનો હાથ પકડી સ્વર્ગમાં ચાલી ગઈ.

ભરવાડની મા મરી ગઇ. દહાડોપાણી થઇ ગયાં. તે પાછો વનમાં આવ્યો. તળાવ પાસે આવતાં તેણે જોયું, ઘરબાર નથી, છૈયાં છોકરાં નથી, પરી વહુ નથી, કંઇ નથી. બધું જેવું હતું તેવું વન.

ભરવાડ દીલગીર થયો, વડ નીચે બેઠો.

વિચાર કરતો કરતો ઉંઘી ગયો. ક્યાં સુધી ઉંઘ્યો તેની ખબર રહી નહિ. પાછો જાગ્યો ત્યારે જોયું કે પેલો કરોળીઓ વળી જાળ ગુંથે છે, સીડી નીચે ઉતરે છે. પરીઓનાં ઝુંડ નીચે ઉતરે છે. તેમાં ચિત્રલેખા પણ છે. બે છોકરીઓ ખોળામાં હતી. છોકરો આંગળીએ વળગ્યો હતો. તે ભરવાડ પાસે આવી બોલવા લાગી.

'ઉઠો, દુનિયાનો મોહ છોડી દ્યો. સ્વાર્થ તજી પરોપકારી બનો. સ્વર્ગ તો તમારૂં ઘર છે.'

એમ કહેતાંજ તેણે તેનો હાથ પકડયો. સોનાની સીડી વાટે ચિત્રલેખા પાછી ચડવા લાગી. ભરવાડ તેની પાછળ ઘસડાવા લાગ્યો.

તે સદેહે સ્વર્ગે ગયો.



૧

એક હતો સોદાગર. તેની પાસે પૈસાટકાનો પાર નહિ. તેના દેશમાં એક ડાકણ હતી. તેને એક દીકરી હતી. એક દિવસ દીકરીએ

કહ્યું: 'મા, સોદાગર રાંડયો, છૈયાંછોકરાં મૂકી વહુ મરી ગઈ. મને તેની સાથે પરણાવ. હું યુક્તિ કરી તેનાં છોકરાં આ વનમાં મોકલીશ. તારા દાંત પડી ગયા છે. ચાવી શકતી નથી, એટલે તને નાનાં બચ્ચાં ગમશે.'

ડાકણે કહ્યું: 'ત્યારે આવ તને સુંદર બનાવી દઉં !'

એમ કહી તેણે તેને એક લાલ ફૂલ સુંઘાડયું. છોકરી રંભા જેવી બની ગઈ. ડાકણે તેના હાથમાં એક છરી આપી. 'આ છરી તું રાખી મૂકજે. એમાં તારો જીવ છે. આ વડે ડાકણવંતરી મરશે, દૈત્યદાનવ મરશે; પરંતુ જોજે તેના પર કાટ ચઢે નહિ, કાટથી તે ખવાઈ જાય નહિ. તેમ થશે તો તું જીવીશ નહિ.'

એમ કહી તે છોકરીને નદી કિનારે બેસારી ચાલી ગઈ.

છોકરી તો કિનારે બેઠી બેઠી રડે છે.

સોદાગર નહાવા આવ્યો. તેણે જોયું કે એક બહુ જ રૂપાળી છોકરી કિનારે બેઠી બેઠી રડે છે. તે તેને ઘેર લઈ ગયો. પરણ્યો. છોકરાં બતાવી કહ્યું: 'જો, આને સાચવજે. જરા પણ મુંઝવતી નહિ.'

'મુંઝવું ! શું એ મારાં છોકરાં નથી, તમારાં એકલાનાં છે ?'

દિવસો જવા લાગ્યા, છોકરાં મોટાં થવા લાગ્યાં.

એક દિવસ સોદાગરને સ્વપ્ન આવ્યું:

સોનાનું ઝાડ, તેને મોતીનાં ફળ, ઝાડ પર સોનાનાં પક્ષી, રાજકુમારી વહુ, રાજકુંવર જમાઇ.

સોદાગર બધાંને સ્વપ્નની વાતો કરે છે. એક દિવસ તે મુસાફરીએ નીકળ્યો. ગયો તે ગયો જ.

સોદાગર ગયો, ડાકણની દીકરીને સગવડ મળી. ભાઇ બેનને રોજ ગાયો ચરાવવા વનમાં મોકલે. રોજ ધારે કે આજ તો મા તેને ખાઈ જશે.

ભાઇબેન રોજ સવારમાં ઉઠે. મુઠી ચણા ખાઈ ગાયો ચરાવવા જાય. વનમાં લાગે ભૂખ. ભૂખનાં માર્યાં રડે. 'ઓ મા, તું ક્યાં છે. બાપા ઘેર નથી. તારાં છોકરાં વનમાં ભૂખ્યાં તરફડે છે.'

તરત જ બંને ગાયો દોડતી આવે. તેને પેટ ભરીને ધવરાવે.

ઓરમાન મા વિચાર કરે છે.

'અરે, આમ કેમ બને છે! ગાયો દૂધ આપતી નથી, ત્યારે શું છોકરાં તેને ચરાવતાં નહિ હોય! શું તે આખો દિવસ લોકોને ત્યાં માગી માગીને પેટ ભરતાં હશે? ને સાંજે ગાયો પાછી લાવતાં હશે? એમજ. નહિ તો હું ખાવા ન આપું છતાં તે આવાં જબરા ક્યાંથી? તેઓ માના વનમાં જતાં નથી ને મા તેને ખાઈ શકતી નથી, વારૂ, કંઇક ઉપાય કરવો જોઇએ.'

બીજે દિવસે તેણે કહ્યું: તમે જાઓ છો તે વનમાં ઘાસ લાગતું નથી. ગાયો દૂધ આપતી નથી. આજે નદીને સામે કાંઠે જજો, નહિ તો ઘરમાં પેસવા નહિ દઉં. મારી મારીને આંટો કાઢી નાખીશ.

તેણે લાકડી લઇ છોકરાંને ધમકાવ્યાં. અને ઘર બહાર કાઢી, બારણાં બંધ કરી દીધાં.

બારણાં વાસતાં અંબોડો ભરાયો, છૂટી ગયો. અંબોડામાં છરી હતી. તે બહાર જઈ પડી. તેને ખબર ન હતી.

છોકરાએ આ જોયું. તેણે તે લઈ લીધી. ભાઇબેન ગાયો ચરાવવા ચાલ્યાં. ઓરમાન માની બીકથી બંને જણાં ગાયોને સામે કાંઠે લઇ ગયાં.

એ જંગલમાં પેલી ડાકણ રહેતી હતી.

પણ આજકાલ ભારે બનાવો બનતા હતા. સાતે સમુદ્ર, તેરેય નદીમાં પૂર ચઢ્યાં હતાં. રાક્ષસોના દેશ પર પાણી ફરી વળ્યાં હતાં. રાક્ષસો જીવ બચાવવા પૃથ્વી પર આવી વસ્યાં હતા.

એક કદાવર રાક્ષસી હતી. તે બીજે કોઇ સ્થળે નહિ ને નદીમાં તરતી તરતી આ વનમાં આવી ચઢી.

રાક્ષસો ને ડાકણને ઉંદર બિલાડી જેવું બને.

તેણે પોતાના મોટા કોદાળા જેવા નખ વડે ડાકણની આંખો ફોડી નાંખી. પરંતુ તેનું માંસ તીખું હોવાથી તેને જીવતી જવા દીધી. ડાકણ ગઇ. તેના ઘરમાં રાક્ષસી રહી.

વનમાં તેનું રાજ ચાલ્યું. રોજ રાત્રે સો સો ગાઉ સુધીનાં શહેરો તેના ભયથી કંપવા લાગ્યાં.

ભાઇબેન ગાયો ચરાવે છે. જેઠ માસ ચાલે છે. કેરીઓ પાકી છે. બંને ભૂખ્યાં છે. આંબા પરથી કેરીઓ પાડી ખાય છે.

એવામાં આકાશ ચઢયું. કડ કડ કડ કરતા કાટકા થવા લાગ્યા. અંધારૂં ઘોર થઈ ગયું. ગાયો ખોવાઇ ગઈ.

ભાઇબેન બીકનાં માર્યાં ઝાડ પર ચઢી બેઠાં.

રાત પડી. ગાયો એની મેળે ઘેર ગઇ. ભાઇબેન વનમાં રહ્યાં.

ઓરમાન માએ વિચાર્યું: ચાલો, પત્યું. લપ ગઈ. આજે મા બિચારી ભાવતું ભોજન પામી હશે.

૨

વાવાઝોડું ને વરસાદ થંભ્યાં. મધરાત થઇ. રાક્ષસી ખાવાનું ખોળવા નીકળી :

**ખાઉં ખાઉં ખાઉં, માણસને ખાઉં**
**કુણાં કુણાં હાડકાંને, ચીબી ચીબી ખાઉં**
**મારા વનમાં આવે, તેને પકડી પકડી ખાઉં**

બાળકો બિચારાં ઝાડ પર બેઠાં બેઠાં થરથરવા માંડ્યાં. બીકનાં માર્યાં અધમુઆં બની ગયાં.

રાક્ષસી આવી.

મોટી મોટી સળગતા કોયલા જેવી આંખો તગતગે છે. મુળાના કાંદા જેવા લાંબા દાંત કચકચે છે. મોટા મોટા હાથી પેસી જાય તેવું મોં ફાડી તે દોડતી આવે છે.

તેને જોઇ બેન બિચારી બીકથી બેભાન થઇ ઝાડ નીચે પડી.

રાક્ષસી તો ટપ દેતી ગઇ.

ભાઇ આ જોઈ રડી પડયો.

રાક્ષસી તેને જોતાં આનંદથી હસવા લાગી. હાશ ! મને નાનાં બાળકો તો બહુ ગમે છે. તેમાં વળી આજે તો હું અપવાસી છું. આ બંનેને ખાઇ થોડું પાણી પીશ. ત્યાર પછી રાજાના દેશમાં ચારો ચરવા જઇશ.

તેણે પોતાના વાંસ જેવડા લાંબા હાથ લંબાવ્યા. ભાઇને પકડ્યો. મોઢામાં મૂક્યો. પાણી પીધું.

હવે તે રાજાના દેશમાં ચારો ચરવા દોડી.

તેનું મોઢું જાણે મોટી ગુફા. ગળાની નળી જાણે મોટી સુરંગ. પેટ જાણે મોટો રાજમહેલ.

ભાઈબેનને તેણે ચાવી ખાધાં નહોતાં. તેને જરાએ ઈજા ન થઈ. તેને કંઈ ખબરેય ન પડી. પેટમાં જઇ તેઓ ભર ઉંઘમાં પડ્યાં.

સવાર પડવા આવી. રાક્ષસી સો ગાઉ દૂર આવેલા રાજાના રાજ્યમાં ચરે છે. તેનું મોટું પેટ ઉંચું નીચું થાય છે.

પેટ જોરથી હાલવા લાગ્યું. ભાઇબેન જાગી ઉઠ્યાં.

'ભાઈ આપણે ક્યાં જઇએ છીએ ?'

'રાક્ષસી લઈ જાય ત્યાં.'

'આપણે શું તેના પેટમાં છીએ ?'

'હા બેન, ચાલવું મટયું.'

રાક્ષસી વિચાર કરે છે. પેટમાં આ શું થાય છે? હા હા. ઘણો વખત થયાં ખાધું નથી. પેટમાં જીવડા બોલતા હશે! તેણે વેગ વધાર્યો.

રાજ જેમ જેમ નજીક આવતું જાય છે. તેમ ભાઈ પેલી છરી વડે રાક્ષસીનું પેટ ચીરતો જાય છે.

રાક્ષસી પેટની પીડાથી આકળ વિકળ થવા લાગી.

ચારો ચરવો તો દૂર રહ્યો. શરીર થરથરવા લાગ્યું. રાજમહેલ સામે જ ધડાક દેતી પછાડ ખાઈ પડી.

ભાઇ તો પેટમાં ઊંડા કાપા કરતો જ જાય છે.

રાક્ષસીથી સહન ન થયું. તે મરી ગઇ.

દેશના માણસો આખી રાત ભયંકર અવાજો સાંભળી બારણાં વાસી બેઠા છે. સવાર પડી છતાં કોઈ બહાર નીકળતું નથી.

રાજા વિચારે છે.

' આમ એકાએક શું બન્યું. રાક્ષસીએ આખી રાત બરાડા પાડ્યા છે. ત્યાર પછી આમ એકદમ બધું શાંત કેમ પડી ગયું. નથી થતો અવાજ, નથી થતી બોલચાલ! ત્યારે શું તે ચાલી ગઇ હશે? બારી ઉઘાડી જોઉં તો ખરો!

રાજાએ જાળી ઉઘાડી. શું જોયું?

તાડ જેવડી ઉંચી રાક્ષસી પડી છે. તેનું પેટ ચીરી એક નાની છોકરી બહાર આવી ઉભી છે અને એક નાનો છોકરો હજુ બહાર નીકળે છે.

રાજા નીચે આવ્યો. બંને છોકરાંને આદરમાનથી મહેલમાં લાવ્યો. વાત સાંભળી બહુ ખુશ થયો. બંનેને ખોળામાં લઇ સિંહાસન પર બેઠો. કહેવા લાગ્યો. તમારા સાહસને ધન્યવાદ આપું છું. હું તમને મારાં છોકરાં ગણીશ. અહીં રહેજો. ખાજો પીજો ને મોજ કરજો.

રાણીને ત્રણ છોકરાં છે. બે કુંવર ને એક કુંવરી. તેને અદેખાઇ થઇ. આ કાસળ કાઢવું પડશે. નહિ તો મારાં છોકરાંનો કોઇ ભાવ નહિ પૂછે.'

એક દિવસ રાજા શિકારે ગયો છે.

રાણીએ કહ્યું: 'ઓ બાપ! આ કેવી છોકરી. આખું શરીર બહુ ગંધાય છે. તું રાજાની દીકરી તે કઈ રીતે થશે? ચાલ, તને આજ નદી પર લઇ જઇ, શરીર ચોળી નવરાવું.

છોકરીને લઇ રાણી નદી પર ગઇ.

જેવી તે ડુબકી મારવા જાય છે. તેવો દીધો ધક્કો! છોકરી જઇ પડી ઉંડા ધરામાં. કિનારે આવી શકી નહિ.

રાણી બહુ ખુશ થઈ.

ઘેર આવી બહુ દુ:ખ બતાવવા લાગી. 'અરેરે! છોકરી બહુ રૂપાળી હતી! આજે એ બિચારીને મગર તાણી ગયો.

આ તરફ રાણીની શીખવણીથી રાજકુમાર, બંને છોકરાંને કહેવા લાગ્યો: 'ભાઇ, ચાલને બગીચામાં. ત્યાંનાં ફૂલ બહુ જોવા જેવાં છે.'

ત્રણે જણ બગીચામાં ગયા. એક ઉંડો કુવો હતો. લોકો તેને પાતાળ કુવો કહેતા. તેની પાળ પાસે ત્રણે જણા ઉભા.

ભાઇ ડોકીઉં કરી અંદર જોવા જાય છે. તેવામાં બંને રાજકુંવરો તેને ધક્કો મારે છે. ભાઇ જઇ પડ્યો ઉંડા કુવામાં.

ભાઇબેન બંને ગયાં. રાણીની અદેખાઇ શાંત પડી.

રાજાએ ઘેર આવી પૂછ્યું, 'મારાં છોકરાં ક્યાં ગયાં?'

'બેનને લઇ ગયો મગર ને ભાઈ તેના શોકમાં કુવામાં કુદી પડ્યો.'

રાજાની દીલગીરીનો પાર રહ્યો નહિ.

આ તરફ એવું બન્યું કે માળી ઝાડને પાવા માટે કુવામાંથી પાણી સીંચવા આવ્યો. અંદર જોયું તો એક સુંદર છોકરો તરતો દીઠો.

તેણે તેને બહાર કાઢ્યો. બધી વાત પૂછી. બધું સાંભળી કહ્યું:

'મારે છોકરો નથી. તું મારો દીકરો થઈ રહે. રાજમહેલમાં જઇશ નહિ.'

ભાઈ માળીને ઘેર રહ્યો. બગીચામાં ઝાડને પાણી પાવા લાગ્યો.

બધાં સુકાં ઝાડ લીલાં થઇ ગયાં. ડાળે ડાળે ફૂલ ફૂટયાં. બગીચો ઝાકઝમાળ થઇ રહ્યો. આ જોઇ માળીએ તેનું નામ પાડ્યું 'રાજકુમાર.'

## ૩

રાજાએ એ બગીચામાં એક હરડેનું ઝાડ વાવ્યું હતું. પાકી હરડે ખાવી ને અમર બનવું એવી તેની ઇચ્છા હતી.

પરંતુ ઝાડ બહુ જુનું થઇ ગયું હતું. તે પર હરડે થતી નહોતી. રાજા બહુ દિલગીર થતો હતો.

પુષ્પકુમારના આગમન સાથે ઝાડ પર ફળ આવ્યાં. પરંતુ પાકાં ફળ મળતાં નહિ. મધરાતે એક ફળ પાકતું ને તેને તે જ વખતે કોઇ ખાઇ જતું.

રાજાએ સિપાઇ બેસાડ્યા. સંત્રી બેસાડ્યા. પણ કંઇ ન વળ્યું.

છેવટે એક દિવસ રાજાએ ગુસ્સે થઈ માળીને કહ્યું :

'આ બધાં તારાં જ કારસ્તાન છે. નહિ તો આવો પહેરો છતાં ચોર આવે ક્યાંથી? જો કાલે પાકી હરડે નહિ મળે તો તને શુળીએ ચડાવીશ.'

માળી તો આ બધું સાંભળી રડતો રડતો ઘેર આવ્યો. પુષ્પકુમારે પૂછ્યું, 'પિતાજી, આપ રડો છો કેમ? આજે હું ગમે તેમ કરીને ચોર પકડી આપીશ.'

તે ધનુષ્યબાણ લઈ ઝાડ નીચે બેઠો. ચોકી કરવા લાગ્યો.

મધરાત થઈ. ચોમેર શાંતિ પથરાઈ ગઈ છે. એવે વખતે પાંદડાં હાલ્યાં. કંઈ શબ્દ થયો.

પુષ્પકુમારે ઉંચું જોયું. એક મોટું પંખી હતું. તેના શરીરમાંથી તેજ ઝરતું હતું. તે આવી રીતે પાકી હરડે ખાય છે.

ધનુષ્ય ઉઠાવ્યું. તીર છોડ્યું.

પંખી સોનાનું હતું. તેનું એક પીછું ખરી પડ્યું.

પીછું સોનાનું હતું.

'ત્યારે શું મારા બાપે સ્વપ્ન જોયું હતું તે ખોટું નહોતું. આ પંખી તો સોનાનું છે!'

પીછું લઈ તે માળી પાસે આવ્યો. માળીએ જઈ તે રાજાને બતાવ્યું.

રાજા તો ચકિત થઈ ગયો. બોલ્યો: 'જે આ સોનાના પંખીને આણી આપશે તેને રાજા બનાવીશ.'

મોટા રાજકુંવરે આ કામ માથે લીધું. ભરસભામાં કહ્યું: 'હું પંખી લાવી આપીશ.'

રાજાએ પૈસા આપ્યા. ઢાલ તરવાર આપી. રાજકુમાર સોનાના પંખીની શોધમાં ચાલ્યો.

ઘણા દિવસ થયા. તે પાછો આવ્યો નહિ. નાનો કુંવર ઢાલ તરવાર ને સોનામહોરોની થેલી લઈ તેની પાછળ ગયો.

આ તરફ પુષ્પકુમાર તો ખાતો નથી, પીતો નથી, ઊંઘતો નથી, કેવળ સોનાના પંખીનો જ વિચાર કરે છે.

તેણે એક સ્વપ્ન જોયું. મા કાળી આવી કહે છે: ‘ સીધો દક્ષિણ દિશામાં જા. ’

પુષ્પકુમાર જાગ્યો. માળી પાસે જઈ રજા માગી. તેને સમજાવી તે સીધો દક્ષિણ દિશામાં ચાલ્યો.

આ તરફ મોટો રાજકુંવર પૈસાટકા લઈ ચાલ્યો છે. આ દેશમાં જાય છે, મોજમજા કરે છે. પેલા દેશમાં જાય છે. ધામધૂમથી રહે છે. ખાય છે, પીએ છે, મજા કરે છે.

એક દિવસ લુંટારાઓએ તેને પકડયો, માર્યો. બધું ઝુંટવી લીધું અને બેભાન અવસ્થામાં એક રણના મધ્ય ભાગમાં છોડી દીધો.

રાજકુમારને ભાન આવ્યું. તેણે જોયું, ચોમેર રેતીનો મહાસાગર.

ત્રણ દિવસના કડાકા થયા છે. ભૂખ તરસથી જીવ જાય છે. લથડતો લથડતો તે આગળ જાય છે. ત્યાં તેણે શું જોયું ?

એક મોટું ઊંટપક્ષી ચાંચમાં ઘાલીને એક મોટું તરબુચ ઉપાડી જાય છે.



એ જોઈ તે લલચાયો. પંખી મોટું છે. મારીશ તો માંસ મળશે. એકાદ માસની પીડા ટળશે અને તરબુચનું પાણી પી જીવ શાંત થશે.

તેણે પંખીને મારવા તરવાર ઉગામી. પંખી બોલ્યું:

'મારીશ નહિ, મારીશ નહિ. મારે બચ્ચાં છે, મારા મરણથી એ બિચારાં ખાધાપીધા વિના મરી જશે.'

રાજકુંવરે કહ્યું:

'તારે બચ્ચાં હોય એમાં મારે શું? ભૂખ તરસથી મરવા પડયો છું તેનું કેમ? મારે તારૂં માંસ ખાવું છે.'

એમ કહી તેણે તરવાર ઉપાડી જેવો મારવા જાય છે તેવીજ પંખીએ પાંખો ફફડાવી. રેતી ઉડી ચોમેર ધુળ ફેલાઈ ગઇ.

ફૂંફાડા મારતું પંખી ચાંચની એક ઠોકર મારી રાજકુંવરને ચાંચમાં ધાલી ઉડયું. ત્યાર બાદ એક ઉંચા પહાડના શિખર પરથી તેને ગબડાવી દીધો.

ઘણા દહાડા ગયા. મોટો ભાઈ પાછો ન આવ્યો. ને જોઈ નાનો રાજકુંવર પૈસાટકા ને ઢાલ તલવાર લઇ તેની શોધમાં ચાલ્યો. તેની પણ એજ દશા થઇ.

આ તરફ પુષ્પકુમાર સંન્યાસીનો વેશ લઇ, ઝોળીમાં ધનુષબાણ છુપાવી સીધો દક્ષિણ દિશામાં ચાલ્યો જાય છે.

ઘણે દિવસે એક શ્મશાનમાં આવી પહોંચ્યો.

આજે અમાંસ છે. રાત અંધારી છે. લુટારાનાં ટોળાં કાલીની પૂજા કરવા આવ્યાં છે. આજે રાજમહેલ લૂટવાનો છે. પણ માતાજીની પૂજા કર્યા વિના કંઇ કામ સિદ્ધ ન થાય.

પુષ્પકુમારને જોતાં બધા એકઠા થઇ ગયા.

'અલ્યા, તું સંન્યાસી છે. આજે અમારી વતી માતાજીની પૂજા કર.'

પુષ્પકુમાર એક ચિત્તે માતાજીની પૂજા કરવા લાગ્યો, 'મા, મારા પિતા સાથે મેળવી આપ, મારી બેન સાથે મેળવી

આપ. હું પિતાજીનું સ્વપ્ન સફળ કરૂં એવી શક્તિ આપ. નહિ તો હું અહીંથી ઉઠીશ નહિ. સવાર પડતાં આ તારા ખાંડાથી મારૂં બલિદાન આપીશ.'

પુષ્પકુમારની ભક્તિથી કાળી પ્રસન્ન થયાં. તેણે તેના કાનમાં કહ્યું. 'મારૂં ચરણામૃત લે. લુંટારા પર છાંટ, ત્યાર પછી મારા હાથમાંનું ખાંડું લઈ સીધો પૂર્વમાં ચાલ્યો જા.'

પુષ્પકુમારને આનંદ થયો. માતાનું ચરણામૃત લીધું. લુંટારા પર છાંટયું.

તરત જ લુંટારાઓ બેઠા હતા ત્યાંના ત્યાં સૂઇ ગયા. ભર ઉંઘમાં પડ્યા. ઘસડ ઘસડ નસકોરાં બોલાવવા લાગ્યા.

અને પુષ્પકુમાર માતાના હાથનું ખાંડું લઇ ચાલ્યો પૂર્વ દિશામાં.

સીધા જતાં જોયું: સામે એક મોટું રણ છે. પાણી નથી, રસ્તો નથી, કેવળ ચોમેર રેતીનો સાગર છે.

આ રણ કેવી રીતે પાર કરવું? તે વિચાર કરે છે. ભૂખ તરસથી છાતી ફાટી જાય છે, તેવામાં તેણે શું જોયું?

એક મોટું ઊંટપંખી. મોઢામાં તરબુચ લઇ જાય છે.

તેને મારવા ધનુષબાણ સજ કરે છે ત્યાં પંખી બોલ્યું: ‘ મારીશ નહિ, મારીશ નહિ. મારે બચ્ચાં છે. એ બિચારાં મારા વિના ભૂખ્યાં તરસ્યાં મરી જશે.’ આ સાંભળી પુષ્પકુમારને દયા આવી. તેની ભૂખ તરસ કોણ જાણે ક્યાં ચાલી ગઇ. તે બોલ્યો :

‘ અહા ! તારે બચ્ચાં છે ? તેની મને ખબર નહિ ભાઈ ! થોડી વાર થોભ. હું તને પુષ્કળ જીવજંતુ પકડી આપું છું. તે તું તારાં બચ્ચાં માટે લઈ જા.’

ઊંટપંખી તો આ જોઈ ખુશ ખુશ થઈ ગયું.

‘ માગ માગ. માગે તે આપું.’

‘ હું બીજું તે શું માગું ? તો પણ જો તું સોનાના ઝાડ પર મોતીનાં ફળ ઝુલે છે. સોનાનાં પંખી ગાયન ગાય છે. એ બધું કયે રસ્તે જવાથી મળે એ મને બતાવી શકે તો બતાવ.’

‘ એ બધું જોવું હોય તો મારી પીઠ પર ચડી બેસ.’

પુષ્પકુમાર પંખીની પીઠ પર ચડી બેઠો.

પંખી ઉડયું આકાશમાં. નીલ સાગરને તીરે એક ઉંચો પર્વત હતો. તેની તળેટીમાં એક સુરંગ હતી. તે સુરંગના મોં

પાસે જઇ ઉભું. સુરંગ બતાવી કહ્યું, 'આ સુરંગમાં થઇ જા પેલે પાર ત્રણ શીંગડીઆ રાજાનો મહેલ છે, ત્યાં સોનાના ઝાડ પર મોતીનાં ફળ છે, સોનાનાં પંખી ગાયન ગાય છે. આ બધું તને ત્યાં મળશે.'

'સુરંગમાં જતાં કંઇ અડચણ નહિ આવે ને?'

આ પ્રશ્ન સાંભળી પંખી બોલ્યું.

'તારા હાથમાં માતાજીનું ખાંડું છે. તારી શક્તિ વિસરી જઈ માતાજીના પર વિશ્વાસ રાખી ચાલ્યો જા.'

પુષ્પકુમાર શરમાઈ જઈ બોલ્યો:

'ખરી વાત છે. આપણે તો પામર માનવી. નાના કામમાં પણ મુંઝાઈ મરીએ. તેં આજે મને સારી શીખ દીધી.'

પંખી બોલ્યું: 'સાંભળ, ત્રણ શીંગડીઓ રાજા ભારે માયાવી છે. મોટો જાદુગર છે. જાદુના બળથી તે મરજી મુજબ કરી શકે છે. ખૂબ સાવચેત રહેજે. આ સુરંગની પેલે પાર કાલીમાતાનું મંદિર છે. માતાજીની વેદી નીચે કુંડની અંદર એક સોનાનું ફૂલ છે. તેમાં રાજાનો જીવ વસે છે. જો ફૂલને અગાઉથી લઇ શકીશ તો તારી બધી ઇચ્છા પુરી થશે. હવે હું જાઉં

છું. કંઈ ભય આવી પડે તો મને યાદ કરજે. હું આવી હાજર થઇશ.'

આટલું કહી ઊંટ પંખી ચાલ્યું ગયું. પુષ્પકુમાર સુરંગમાં પેઠો.

૩

સુરંગમાં ઘોર અંધારૂં હતું. આંખે કંઇ દેખાતું નહોતું. પુષ્પકુમાર કાલીમાતાનું નામ લેતો ખાંડું ફેરવતો આગળ ચાલ્યો. ખાંડામાંથી તેજ નીકળતું હતું. તે તેજને અજવાળે પુષ્પકુમાર અંદર ઝપાટા બંધ આગળ વધવા લાગ્યો.

સામે દરવાજો આવ્યો. લોખંડનાં કમાડ હતાં. કમાડ બંધ હતાં. પુષ્પકુમારે કાલી માતાની જે બોલાવી કમાડ પર ખાંડું પછાડયું. કડકડકડ કરતાં કમાડ ઉઘડી ગયાં. હજારો સિપાઇઓ માર માર કરતા દોડયા આવ્યા.

પુષ્પકુમારે ઝોળીમાંથી માતાજીનું ચરણામૃત કાઢયું. સિપાઇઓ પર છાંટયું. સિપાઇઓ તે જ સ્થળે સૂઇ ગયા. ભર ઉંઘમાં પડ્યા. ઘસડ ઘસડ કરતા નસ્કોરાં બોલાવવા લાગ્યા.

હવે તે કાલીના મંદિરમાં જઇ પહોંચ્યો.

માતાજીની પૂજા કરી. વેદીની નીચે કુંડ હતો. તેનું ઢાંકણુ ઉઘાડી સોનાનું ફૂલ લેવા જાય છે ત્યાં તો એક મોટો, તાડ જેવડો રાક્ષસ આવતો જણાયો. તેને ત્રણ શીંગડાં હતાં. છેટેથી તેણે બરાડ પાડી કહ્યું, એ છોકરા, ફૂલને અડતો નહિ, જ્યાં છે ત્યાં રહેવા દે. નહિ તો ખાઈ જઈશ. '

પુષ્પકુમારે હિંમતથી જવાબ આપ્યો.

' મારે તારાથી બીવાનું ન હોય ! હું તો માતાજીનું બાળક છું. માતાજીના નામથી હું એકલો જમરાજાને પણ હરાવી શકું, તું જ્યાં છે ત્યાં જ ઉભો રહે જે. એક ડગલું પણ આગળ વધ્યો તો આ ફૂલના કકડેકકડા કરી નાખીશ અને તેમ થતાં તું તરફડી મરશે. '

' ના ના. તેમ ન કરતો, હું અહીંજ ઉભો છું. તું તેના કકડા ન કરતો ભાઇ. તારે શું જોઈએ છીએ. માગ, માગ. જે જોઇએ તે આપું. જોઈએ તે લઇ ફૂલ મને પાછું આપ. '

' વારૂ, પણ તું છે કોણ ? '

' થોડી વાર પહેલાં તો આ દેશનો રાજા હતો. પણ અત્યારે તો તારો ગુલામ છું. '

' ત્યારે મને સોનાના ઝાડ પર મોતીનાં ફૂલ થાય છે તે આપ. સોનાનું પંખી આપ, અને મારો બાપ ને બેન જ્યાં હોય ત્યાંથી આણી આપ. '

'સોનાનું ઝાડ, મોતીનાં ફૂલ, સોનાનું પક્ષી હમણાંજ આપું છું.'

'અને મારાં બાપ બેન ?'

'તે વિષે હું શું જાણું ?'

'વાહ, તું તો મોટો જાદુગર છે. હું કંઈ ઠગાઉં તેવો નથી, એને હમણાં ને હમણાં લાવી આપ. નહિ તો ફૂલના કકડા થયા સમજજે.'

'ના ના. કકડા કરીશ નહિ. તેમ કરીશ તો તું જીવતો નહિ રહે. કકડા કરતાં હું એકલો છું તેને બદલે સો રૂપ ધારણ કરીશ ને તને ખાઇ જઇશ.'

'એમ કે ? હું કહું છું તે સાંભળ, જો, આ ફૂલના હમણાંજ ભૂકા કરી નાખું છું. તું હવે બે ઘડીનો મેમાન છે.'

'અરે બાપ, રહેવા દે, તું તો જબરો નીકળ્યો. હાય હાય રે બાપ ? આ લુંટારો વળી ક્યાંથી આવી ચઢ્યો, ત્રણ શીંગડીઆ રાજાને વશ કરનારો વળી ક્યાંથી પાક્યો ! ઓ ભાઈ, ફૂલ ભાગીશ નહિ. મને જીવતદાન આપ. આજથી આ બધું મારૂં રાજપાટ તારૂં છે. આજથી હું તારો ગુલામ બન્યો છું.'

'ત્યારે માતાજીના ચરણ પર હાથ મૂકી પ્રતિજ્ઞા કર કે હું જેમ કહું તેમ કરીશ.'



પુષ્પકુમાર દૂર ઉભો રહ્યો. ત્રણ શીંગડીઆ રાજાએ જઈ કાલીના પગ પર હાથ મૂકી પ્રતિજ્ઞા કરી.

પુષ્પકુમારે આજ્ઞા કરી. 'જા, મારા પિતાને લઇ આવ.'

ત્રણ શીંગડીઓ રાજા પુષ્પકુમારને સાથે લઈ બગીચામાં ગયો ત્યાં ચોમેર સોનાનાં ઝાડોનો પાર નહોતો. તે પર મોતીનાં ફૂલ ઝૂલતાં હતાં. અને સોનાના પંખીઓ ગાયન કરતાં હતાં.

પુષ્પકુમાર આ બધું જોઇ ચકિત થઈ ગયો.

ત્રણ શીંગડીઆ રાજાએ એક ઝાડ ઉપાડયું. મંત્ર ભણી તેને માથા પર ફેરવ્યું. ત્યાં તો બધાં સોનાનાં પક્ષી માણસ થઈ સામે ઉભો.

કેવળ એક પક્ષી જે કે પેલા રાજાના બાગમાં જઇ પાકી

હરડે ખાઈ જતું હતું તે પુષ્પકુમારના હાથ પર જઇ બેઠું અને તેના મોં સામું જોઈ બોલવા લાગ્યું.

પુષ્પકુમારે પૂછ્યું, 'આ કોણ છે ?'

'ઓળખી શકતા નથી ?'

'કઈ રીતે ઓળખું ? આ બધી તારી માયા છે.' ત્રણ શીંગડીઆ રાજાએ હસતે મોંએ કહ્યું: 'કાલી માતાના ફળની પ્રસાદી ખવરાવો.'

પુષ્પકુમારે ફળ આપ્યું. સોનાનું પંખી એ ખાતાંજ સોદાગરનું રૂપ ધરી તેની સામે આવી ઉભું. પુષ્પકુમાર તેને ઓળખી પગમાં પડી આળોટવા લાગ્યો.

'પિતાજી, પિતાજી, તમારી આવી દશા ?'

સોદાગર દીકરાને ખોળામાં લઇ બોકી ભરવા લાગ્યો.

તે દરમિઆન ત્રણ શીંગડીઆ રાજાએ આ બધાં માણસોને બોલાવી કહ્યું: 'આજથી તમારો રાજા આ પુષ્પકુમાર છે. હવે કોઇની બીક રાખશો નહિ. જાઓ, બધા ઘેર જઈ અમન ચમન ઉડાવો.

લોકો ભારે આનંદ પામ્યા. પુષ્પકુમારને નમન કરી ઘેર ચાલ્યા.

ત્યાર બાદ પુષ્પકુમારે કહ્યું.' વારૂ, પિતાજી તો મળ્યા. હવે મારી બેન ક્યાં ?'

'એ વાત જવા દેજો. તેમ થશે તો આ રાજ તમારૂં નહિ રહે.'

'ન રહે તો ભલે, હું ગરીબજ રહીશ. રાજ કરતાં મારી બેન વધારે છે.'

'તો તમારે એક વરસ થોભવું પડશે.'

'કેમ?'

'એ વાત મારા હાથમાં નથી, અમારો જાદુગરોનો બાદશાહ કામરૂદેશમાં રહે છે. તે દર વરસે કારતક મહીનાની પુનમને રોજ એક વાર અહીં આવે છે. તે દેશોદેશનાં રાજ્ય જીતી અમારા જેવા એક એકને તે રાજ્ય સોંપે છે. તે દર કારતકી પુનમ અહીં આવી કાલીની પૂજામાં બેસે છે. તે વખતે જો કોઈ એવો હોય કે જે પાણીમાં ખાય, હોડીમાં સુવે, એક ડુબકીમાં સાગર પાર જાય. પરવાળાનો રસ લાવે અને તે આંખમાં આંજે તો અમારો બાદશાહ આંધળો થાય. અને તમારી બેન મળે.'

'નહિ તો કદી નહિ.'

પુષ્પકુમાર શું કરે? એક વરસ પછી બેનને તેડાવી લઇ જવાનું નક્કી કર્યું.

સોદાગરે કહ્યું. 'તે વખતે પાછા આવીશું અત્યારે તો દેશમાં જઇએ.'

પુષ્પકુમારે ઊંટ પંખીનું ધ્યાન ધર્યું. પંખી આવ્યું. તેની પીઠ પર બેસી બાપ દીકરો દેશમાં જવા તૈયાર થયા.

તેને જતા જોઇ ત્રણ શીંગડીઆ રાજાએ કહ્યું, 'હું તારો દાસ થયો છું. મારો જીવ તારા હાથમાં છે. મને સાથે નહિ લઇ જાય તો હું મરી જઈશ.'



તેને પણ ઊંટ પંખીની પીઠ પર બેસાડયો. પંખી ઉડયું. વળી પેલું વિશાળ રણ આવ્યું. તેને પેલે પાર આવેલા ઉંચા પહાડ પર પંખીએ ત્રણે જણને ઉતાર્યા.

પંખી પુષ્પકુમારને ખાલી હાથે જોઈ બોલ્યું, 'કેમ ભાઇ, તમે રાજાને આપવા માટે સોનાનું પંખી ન લીધું ?'

'ના, મને પિતાજી મળ્યા એટલે બધું મળ્યું. હવે મને બીજી કંઇ ઇચ્છા નથી.

એમ તે બને ! તેં મારા પર દયા દર્શાવી મારાં બચ્ચાં માટે પતંગીઆં આપ્યાં છે. તો હું તને રાજ્ય ને રાજકુંવરી ન અપાવું તે કેમ બને.'

એમ કહી પક્ષી ઉડયું. થોડી વારમાં પોતાનાં બચ્ચાં સાથે આવી પહોંચ્યું. બંનેની ચાંચમાં સોનાનાં પાંજરાં હતાં. તેમાં એકેક સોનાનું પક્ષી હતું. પુષ્પકુમારે પૂછ્યું, 'વળી આ ક્યાંથી કાઢયાં ?'

'અદેખી રાણીના કુંવરો તારી પહેલાં અહીં આવી મને મારવા આવ્યા હતા. તેની આ દશા થઇ છે.'

એ સાંભળી પુષ્પકુમારે ત્રણ શીંગડીઆ રાજાને કહ્યું: 'તું ઓં પક્ષીઓને માણસ બનાવ.'

'હવે એ શક્તિ મારામાં રહી નથી. તું માતાજીનો ભગત છે. તને અટકવાથી મારી મેલી વિદ્યા નાશ પામી છે. હવે તો જેવો તું તેવો હું.'

ઝટ પક્ષી હસતું હસતું ચાલ્યું ગયું.

હવે શું થાય ?

પુષ્પકુમાર દેશમાં ગયો. રાજા પાસે જઇ રાજકુંવરોની દશા વર્ણવી. બંને પક્ષી તેને ભેટ આપ્યાં. પ્રતિજ્ઞાવાળા રાજાએ રાજ આપ્યું. પોતે સંન્યાસી બની ચાલ્યો ગયો. અદેખી રાણી આ બધું સાંભળી રોઈ રોઈ મરણ પામી. તે દેશનો રાજા બન્યો પુષ્પકુમાર.



# બાલગ્રન્થાવલિ

## પાંચથી પંદર વરસનાં બાળકો માટે

આ ગ્રન્થાવલિનાં પુસ્તકો જોતાંવેંતજ બાળકો રાજી રાજી થઈ વાંચવા મંડી પડે તેવાં સુંદર રૂપરંગ વાળાં અને બાળકો સમજી શકે તેવી શૈલી છે.

ગૂજરાતમાં આ એકજ એવી બાલગ્રન્થાવલિ છે કે, જે બાળોપયોગી સઘળા વિષયો પર સચિત્ર સસ્તાં સુંદર પુસ્તકો આપે છે. વાર્ષિક પાંચસો પાનાં લગભગ સો ચિત્રો અને બાળસાહિત્યમાં જેમણે સારી પ્રતિષ્ઠા મેળવી છે, તેવા વિદ્વાનોનું લખાણ તમે કેવળ બે રૂપિયામાં જ ઘેર બેઠાં મેળવી શકો છો.

જે ઘર બાળગોપાળથી ખીલતું છે, તે ઘર આ પુસ્તકોથી બેનશીબ ન રહેવું જોઈએ.